

वंदे मातरम्

श्री पार्श्वनाथ नमः

# સ્વરાજ પુષ્પમાળા.



અરે એ હિંદના વીરો, છે સમય છેલ્લો સ્વતંત્ર થવાનો;
ચૂકો ચાહોમ કરીને તો, શ્રી વિભુ ફત્તેહ કરવાનો.

પ્રકાશક અને લેખક

**શાહ પાનાચંદ પ્રેમચંદ ગાંધી**

મુ. ભાંડુત તાલુકે ઓલપાડ.

સુરત લીમડાચોકમાં આવેલા દેશી મિત્ર પ્રેસમાં
મગનલાલ વનમાળીદાસે છાપ્યાં.

સંવત ૧૯૭૮ દેવદીવાળી સને ૧૯૨૧

કીંમત રૂ. ૦-૧-૬

# અર્પણ પત્રિકા.

પરમપૂજ્ય કર્મવીર મહાત્માશ્રી મોહનદાસ કરમચંદ ગાંધી,
વિસમી સદીના આકાશી કુસુમાવત્ વૃત્તિઓના મોહપાસમાં
ફસાઇ મારૂં જીવન હું કલુષિત કરી રહ્યો હતો, પરંતુ
આપશ્રીનું ઓલપાડ ગામે આગમન થયું તે વખતે
આપશ્રીના પવિત્ર અંગનો સ્પર્શ થતાં પવીત્ર વચના-
મૃતનું પાન થતાં તેમજ ગીતારૂપ નવજીવનના સદ્
બોધથી અને પવિત્ર ખાદીના પ્રતાપથી મારા
સત્ય સ્વરૂપનું ભાન થઇ હું આત્માની
શુદ્ધિ કરતો કરતો દિવ્ય આનંદ
અનુભવું છું, એજ દિવ્ય આત્માનંદની
કિંચિત પ્રસાદીથી મારી અલ્પ-
મતિસાર લખાએલી આ સ્વરાજ
પુષ્પમાળા આપણા પવિત્ર
ચર્ણમાં અર્પણ કરૂં છું, તે
આપના પવિત્ર હિંદમય
હૃદયને અર્પણ
થાઓ.

મુ. ભાંડુત.
તા. ઓલપાડ.

લિ૦ સેવક,
શા૦ પાનાચંદ પ્રેમચંદ ગાંધીના
સા. દં. પ્રણામ.

# અનુક્રમણિકા.

# પ્રસ્તાવના.

વ્હાલા ! વાંચકવર્ગ દેશબંધુઓ આપણને આપણા ભવિષ્ય-કાળમાં સ્વરાજ ભોગવવાને લાયક બનાવતી સરકારે વર્તમાન કાળમાં કેવી દશામાં લાવી મૂકયા છે ? જેમ એક નાદાન બાળકને માસ્તર ખારા, મીઠા, તીખા પાણીના સ્વાદનું જ્ઞાન આપવા પાણીનાં ભરેલાં ગ્લાસ તેને આપે અને સાથે સાથે સોમલનું ભરેલું ગ્લાસ પણ આપે અને કહે કે ત્રણ ગ્લાસના સ્વાદ ચાખતાં ચોથાનો સ્વાદ લેશો નહિ પણ માસ્તરની નજરચૂક થતાં અવશ્ય બાળક ચોથાને ગટગટાવી જવાનું અને મૃત્યુવશ થવાનું; જે મૃત્યુથી માસ્તરની અપકિર્તિ થતાં ઝેરનું ગ્લાસ તેને આપ્યાની ભયંકર ભૂલ ન કબુલતાં બાળકનીજ ભૂલ કાઢવાના; તેવીજ રીતે આપણી સરકારે દોઢસો વર્ષની વર્તણુકથી હિંદનાં બાલુડાંઓને લાયક બનાવ્યા કરતાં વર્તમાનકાળમાં નાલાયક બનાવી મૂકયા છે. દેખીતી અમૃતમય શીશી આપી સાથે સાથે સોમલવાળી શીશી પણ આપે છે અને કહે રખે પીતા; એમ આપણા અજ્ઞાન આત્માને પાણી ચઢાવે છે જેનો તાજો દાખલો લાયક બનાવેલા અને ધીરે ધીરે સ્વરાજ લેવા ગએલા આપણા મૉડરેટ ભાઈશ્રી-ઓએ અનુભવ્યો છે ના...મ...લૉ. વા. સાહેબની કાઉન્સિલમાં એ મોડરેટ ભાઈઓએ સ્વરાજની જલદી પ્રાપ્તિ કરવાને અને નવિન મતદારો વધારવા દરખાસ્ત મૂકી. જેના જવાબમાં સર વિલિયમ વિન્સેંટ સાહેબે જણાવી દીધું કે મતદારો વધશે તો નવીન ચુંટણીમાં અસહકારી પ્રાવી જશે તો તમારાં ને સરકારના

શા હાલ ? અને કદાચ ન ભરાય તેની શી ખાતરી ? ઝટ મોડરેટ ભાઇઓએ સ્વરાજરૂપ શબ્દમય અમૃત શીશી જોઇ પણ તેનીજ સાથે પાણી ચઢાવીને આપેલી સોમલમય શીશી મોડરેટ ભાઇઓ ગટગટાવી ગયા અને સ્વરાજ વિષેના મૂકેલા ઠરાવો ખેંચી લીધા. અસહકારીઓ હિંદ બહારના શુભચિંતક અને મોડરેટ ભાઇઓથી

જુદુંજ સ્વરાજ સ્થાપનારા હોયને ? એમ આપણુને લાયક બનાવવાની દવાના ઉપચાર થાય છે. આપણે જયાં સુધી એ અજ્ઞાનતાની દશામાંથી મુક્ત થઇ આપણી પરતંત્ર દશાની વર્તમાન કાળમાં થએલી સ્થિતિનું ભાન કરી લઇ સ્વદેશ પ્રેમ અને

સ્વદેશધર્માર્થે કાર્ય કરવા મંડી જઈ આપણી આત્મશુદ્ધિ કરી લઇશું તો આપણો ભવિષ્યકાળ કેવો થશે તે વિચાર તો સુજ્ઞ વાંચનારાએ કલ્પી લેવાનો છે. વર્તમાન કાળમાં દૂપાઇ ગએલી પાંખ અને જર્જરીત થએલા શરીરવાળું પક્ષી ભવિષ્યકાળમાં પોતાની મેળે ઇચ્છિત વિહાર કરી મધુર ગાન ગાઇ શકશે કે ?

નહિં. તો પછી વર્તમાનકાળમાં હિંદના લાખો બુલબુલોમાં હાડ છે પણ માંસ નથી. લાખોની ચાંચના સત્ય ટહુકાર પર બંધન છે. લાખોની આર્થિક ને નૈતિક પાંખ દૂપાઇ ગઇ છે. લાખો આજે આળસ અને પ્રમાદમાં પસાઇ ગયાં છે. હજારો અનીતિ અને અધર્મને રસ્તે ચઢી ગયાં છે, લાખો આજે દારૂની કેફી જાળમાં ઘેરાઈ રહ્યાં છે અને કરોડોનાં શરીર પરદેશી કાપડરૂપી પીંજરામાં પૂરાઇ રહ્યાં છે. હજારો વીસમી સદીનાં ઉડતાં ચેપી જંતુઓથી રોગવશ થઇ રહ્યાં છે. એવા અનેકોને અનેકાનેક *દુઃખોથી ઘેરાઇ રહી રાજરોગી બન્યા છે તેને આ વર્તમાનકાળમાં

ફક્ત રોગમુક્ત થવાની દવા એકજ છે. એ રોગમુક્ત થઇ જતાં ભવિષ્યકાળમાં તાકાતવાન બની ઇચ્છિત વિહારી થઇ સ્વાશ્રયી બની દિવ્ય ગાન ગાઇ રહેશે. જેમ વર્તમાનકાળમાં માતાને ઉદરે રહેલો ગર્ભરૂપ જીવ ભવિષ્યકાળમાં પુત્રરૂપે જન્મી ત્રણ દિવસનો ભવિષ્યકાળ વ્યતિત થતાં શ્રી વિભુ માતાને સ્તને દૂધ મૂકે છે.

જેમ ખેડુત વર્તમાન કાળમાં પોતાની ખેતી ખણી, ખેડી લાયક બનાવી વરસતા વરસાદનો લાભ લઇ જમીનમાં રોપણી કે વાવણી કરી લે છે તે ખેડુતને ભવિષ્ય કાળ પરિપકવ પાક રૂપી ફળ આપે છે, પણ જે ખેડુત આળસ અને પ્રમાદમાં રહી બુદ્ધિવાદ ચલાવી ભવિષ્યકાળની આશાએ વર્તમાનકાળમાં કશું કરતો નથી તે તો પાકના ફળ વિના ભવિષ્યકાળમાં સુકાં પડતર બીડ સિવાય કશું મેળવતો નથી, માટેજ આપણી વર્તમાનકાળની દવા અર્થે પરદેશી કાપડનો સંપૂર્ણ ત્યાગ કરી શુદ્ધ ખાદી ધારણ કરી નવિન ખાદીઓ પેદા કરવા અર્થે ઘેરઘેર રેંટીયાઓ ચાલુ કરી કાંતિ વણી સ્વદેશી વ્રત ધારણ કરીશું તો હિંદની સ્વદેશી દેવીને સ્વરાજરૂપ ગર્ભ રહી બાર માસ પૂર્ણ થતાં ભવિષ્ય કાળે સ્વતંત્રતા દેવીનો જન્મ થઇ હિંદના તમામ બુલ બુલોના રાજરોગ નાશ પામી દિવ્ય ગાન ગવાઇ સ્વર્ગ વિહારી બની હિંદને સ્વર્ગમય બનાવવાથી હિંદનો જીર્ણોદ્ધાર થઇ જશેજ.

તા. ક:—પ્રિય વાંચક બંધુઓ ! હાલને સમયે લેખણનું લખાણ, હૃદયની ભાવના, અને આત્માની ઉન્નતી અને રાજરોગની દવા એકજ છે. તે એ કે પૂર્ણ સ્વદેશી થાઓ, સ્વરાજ લો, અને

સ્વતંત્ર બનો, એવાજ ઉદ્દેશથી મારાં અલ્પ જ્ઞાન અને અલ્પ મતિસાર લખાએલી આ સ્વરાજ પુષ્પ માળાના લેખોમાં જે કાંઇ ઉણપ હોય તેની આપ દેશબંધુઓની ક્ષમા ચાહું છું. પરમકૃપાળુ પ્રભુ તમારાં પવિત્ર હૃદયમાં દેશ પ્રેમ ઉપજાવી સ્વદેશના કાર્ય કરવામાં ઉત્સાહની પ્રેરણા કરો, જેથી દેશનું પવિત્ર કાર્ય સફળ થાઓ.

ૐ નમ:

લિ૦ સેવક,

શા૦ પાનાચંદ પ્રેમચંદ ગાંધીના

વંદેમાતરમ્.



# " જેલ યા બંદીખાના. "

---

જ્યારે નિર્દોષ અલીભાઇઓ પકડાયા ત્યારથીજ મારા હૃદયમાં જેલ અથવા બંદીખાનાઓના વિચારો થયા કરે છે, જેલ શું અહીંસાત્મક આત્મશુદ્ધિની લડાઇને રોકી શકે છે? નહિંજ. કારણકે જેલ અથવા બંદીખાનામાં આપણા ધુરંધર મહાન રાષ્ટ્રીય નેતા શ્રીકૃષ્ણનો જન્મ થયો છે, એજ જેલોમાં પરમભક્ત નરસિંહ મહેતાએ શ્રીકૃષ્ણે સ્વહસ્તે હાર પહેરાવ્યો છે, તેજ કેદખાનામાં શ્રી અર્વિંદ બાબુને ઇશ્વરી સાક્ષાત્કાર થયો છે, એજ બંદીખાનાને અંગ્રેજો પણ સહાયરૂપ માની કલકત્તાની કાળી કોટડીને ચીરંજીવી રાખી રહ્યા છે, એજ જેલો! હાલના સમે મનુષ્યોનું આત્મશુદ્ધિનું કારણભુત છે તેની દિવાલ ઉપર ભુત, વર્તમાન અને ભવિષ્યકાળનો ઇતિહાસ લખેલો છે. જે અહિંસાત્મક આત્મશુદ્ધિની લડાઇમાં પડી જેલ-જાનીવાસામાં જઇ શુદ્ધ આત્મા અને શાંતિએ તેને સેવે છે તેમને મીચેલી આંખ આગળના ઝીણાં જ્યોતમય પ્રકાશે તે ઇતિહાસ વંચાય છે. એવાજ આત્મિક પ્રકાશે લોકમાન્ય તીલક મહારાજે માંડલેની જેલમાં ભગવત્‌ગીતા રચી મહાન ગ્રંથનો ઓપ કીધો હતો; જેમકે ઇટાલીના શહેરોનો વીસુવિઅસના જવાળામુખી અગ્નિથી નાસ્તિનો ઇતિહાસ તે વખતના એક પથ્થરના ટુકડાને તીવ્ર જ્ઞાનધારી સ્રીના કપાળે મુકી તે વખતનો ઇતિહાસ બોલાવી શકાવ્યો હતો. તેવીજ રીતે હિંદુસ્તાનનું જુનું અને નવીન ભાવિ જેલોમાં રહી સમજી શકાય છે. શું આપણા

જન્મ માટે પણ દશ માસ આપણી માતાના ઉદરમાં ઉંધે મસ્તકે બંદીખાને નથી રહેવું પડતું ? જન્મ પહેલાં બંદીખાનું હોય છે તો અવશ્ય આત્મશુદ્ધિ અને સ્વરાજ્ય પહેલાં બંદીખાનું ભોગવેજ છુટકો. જે બંદીખાને ગયા એજ છુટવા અથવા સ્વરાજ્ય જોવા બહાર રહ્યા એજ વધુ દુઃખો ને અન્યાય ભોગવવા. જેલ એજ આત્મા અને ઇશ્વર વચ્ચેનો ભેદ ભાંગવાનિ પવિત્ર જગ્યા છે, ત્યાં નિશ્ચિંતપણે આપણે આપણા આત્માને ઓળખી શકીએ છીએ. જેમ " સુખે સોની અને દુઃખે રામ " એવી સાધારણ કહેવત મુજબ જેલ આપણી આત્મસુદ્ધિની પવિત્ર પુર્ણકુટી છે. જેલથી ગભરાઈ અહિંસાત્મક આત્મસુદ્ધિના પવિત્ર માર્ગમાંથી ખસી જવું એ તો કાયર અને મોહાંધ માણસના લક્ષણ છે. જેણે પોતાના વિશાળ આત્માને ઓળખ્યો છે, જેનો કાચની કુપી જેવા દેહપરનો મોહ નાશ પામ્યો છે તે કદી પણ જેલ અથવા બંદીખાનાથી ડરનાર નથી હે ! વિભુ એવા પવિત્ર આત્માઓને જેલમાં સાક્ષાત્કાર કરો.

ૐ શાંતિ ! શાંતિ ! ! શાંતિ ! ! !

( " દેશી મિત્ર " તા૦ ૨૯-૧૦-૨૧ )



# મોહજાળ.

જયારે જયારે હું મારા અપ–ટુ–ડેટ પોશાકવાળા ફોટાને જોઉં છું ત્યારે ત્યારે મને પરદેશી કાપડની મોહજાળના વિચારો થયા કરે છે. જેમ માછીઓ દરીઆમાં માછલાં પકડવા જાળ નાંખે છે તેવીજ રીતે આ તેત્રીશ કરોડની ભારે વસ્તીવાળા હિંદુસ્તાનમાં વીલાયતી કાપડરૂપી મોહજાળે સર્વને બંધનરૂપી મોહજાળમાં સપડાવી નિર્માલ્ય અને દારીદ્ર દશામાં લાવી મૂકયા છે અફસોસ ! ! ! કે એમાં દોષ કોનો ?

હિંદુસ્તાનનો જુનો ઇતિહાસ તપાસી ભુલ સુધારી કામ કરનાર વણીક ધ્યેયધારી યુરોપી પ્રજાએ હિંદુસ્તાનનું પ્રથમ હૃદય ઓળખ્યું કે એના ધર્મના ઝગડામાં પડી મુસલમાનોની માફક આપણે ઢીલા થવા કરતાં આપણો વેપાર તલવારની અણીએ રાખી આગળ ચલાવી સર્વસ્વ હિંદુસ્તાનના ઢાંકણરૂપ બનીશું તો સહેજે અઢળક લક્ષ્મીના માલીક બનીશું એટલે હિંદુસ્તાન આપણી સહાય ઉપર જીવતું રહેશે એવીજ લક્ષણાવૃત્તિ ઉપર તે વખતની ઇસ્ટઇંડીઆ કંપનીએ વેપાર અને કારીગરની નાસ્તી કર્યાનો ઇતિહાસ હિંદુસ્તાનને જગજાહેર છે. કારીગરની નાસ્તીએ વેપારનો અભાવ થતાં હિંદુસ્તાનને જોઇતાં કાપડોના નમુના લઇ જઇ ત્યાં મોટા મોટા કારખાના કરી હિંદુસ્તાનને જોઇતા હૃદયાકર્ષક માલો મોકલવા માંડયા. જે વખતે અંગ્રેજોનું આ દેશમાં આગમન થયું તે સમય અંગ્રેજોને અનુકુળ હતો હિંદુ મુસલમાનની કુસંપતાના

પળનો લાભ લઇ અંગ્રેજો આગળ વધતા હતા, કુસંપના અસહ્ય દુ:ખોથી રીબાતી પ્રજાને મીઠાં આશ્વાસન જોઇતાં હતાં, તે મીઠાંબોલા અંગ્રેજો મોઢાની લાપસી પીરસે જતા. ભોળી અને વિશ્વાસુ પ્રજા અંગ્રેજ વાકય સત્ય માની દોરાઈ જતી હતી એજ વાકય ઉપર લોભાઇ હિંદુ મુસલમાનના શિરછત્રથી હિંદ માતાને વિમુખ કરી આપણે આપણા હાથે હિંદ માતાને સોંપી. બસ અંગ્રેજોની ધારેલી ધારણા પાર પડી અને તેનું વેપારી પ્રોત પ્રકાશ્યું. ઇસ્ટ-ઇંડીઆ કંપની મટી, અને સારી ઇંગ્લાંડની પ્રજાના હાથનાં હિંદુસ્તાનનું ભાવિ ગયું. શસ્ત્રધારી પ્રજા નીઃશસ્ત્ર બની અંગ્રેજના ઇસારતી ચાળારૂપ પુતળાં બન્યા. હવે તે ચાળાઓની તાલીમ આપવી બાકી રહી, દેખીતા અન્યાયો મટી, આત્મિક અન્યાયો શીખવવા રહ્યા, તેને માટે શાળાઓ ખોલી નિર્માલ્ય કેળવણી આપી ફેશનરૂપી મોહજાળમાં લલચાવી અંગ્રેજોના ચાળાઓની નકલો કરવા માંડી. આપણા સારાસારનું, દેશકાળનું અને હિંદુ-સ્તાનની ભુમીનું ભાન ભુલી એ ફેશનની મોહજાળમાં ફસાતા ગયા. પાટલુન અને મોજાંથી પગ જકડી, પટાથી કમર, જેકીટથી છાતી રૂંધી; અને કોલરથી ડોક જકડી છે, છતાંએ ટૂંકું કરતાં બાણી નેકટાઇનો ફાંસો ગળે નાંખ્યો છે.

કોટથી આપણા સત્યસ્વરૂપને ઢાંકી જેમ એક સરઘસના શીખવેલા જાનવરો તેના માસ્તરની આપેલી કેળવણીથી વધુ કશું કરી શકતા નથી તેમજ આપણે એ મોહજાળમાં સપડાઇ એની દોરેલી લીટીથી જરા પણ વધુ આઘાપાછા ખસી શકાતું નથી, એને માટે અંગ્રેજોએ કાયદાના મહાન કોર્સ રચ્યા, અને આપણા મોહીત જીવનને કાયદાની હદમાં ગતી કરતું બનાવ્યું, તેના પ્રચાર કરવા

માટે શાળાઓમાંથી નીકળેલા એજંટરૂપ વકીલ, બેરીસ્ટર અને સોલીસીટરો થયા અને તેને પ્રજાના બંધનમય જ્ઞાનનો પ્રચાર કરી તેની હદમાં આપણને મોહાંધ બનાવ્યા, આપણે આપણો આચાર-વિચાર અને આબરૂ પરદેશી કાપડમાં અપ-ટુ-ડેટ પહેરી પરવીમાં માની આપણી અધમ દશા આપણા હાથે કરી છે, વાયલ આદિ સ્ત્રીના બારીક કપડે આપણી કેટલી બધી અવદશા થઈ છે, જે વાતો તો કદી પણ કોઇને અજાણી નથી. આપણે વિદેશી કપડાં અને ફેશનનું અનુકરણ કર્યું, પણ તેના સામર્થ્ય અને દેશાભિમાનનું કર્યું નહિ. અત્યારે અંગ્રેજો માટે જગજાહેર કાયદો છે, કે જે અંગ્રેજ બાનું હિંદુસ્તાનમાં પુત્રનો જન્મ આપે તો તેને ઇંગ્લાંડની પ્રજા ગણવી નહિ ભાઇઓ વિચારો ! " શું હિંદુસ્તાન માટે સૂર્ય ચંદ્ર નથી ? શું હિંદુસ્તાંન માટે ઇશ્વર નથી ? આપણા દેશમાં જન્મેલો અંગ્રેજ પણ તેમને મન સમાંન નથી તો આપણે કયા દિવસે સમાન ગણાશું ? એનો વિચાર વાંચનાર કરો, તો ભાઇઓ વિચારી સમજી આત્માશુદ્ધિ અર્થે જુનું તે સોનું માની ડોટી ને રોટી આપણા ઘરની કરી પરદેશી કાપડરૂપી મોહજાળમાંથી છુટીશું, અને શુદ્ધ ખાદી ધારણ કરતા થઇશું ત્યારેજ આપણને આપણું સત્ય સ્વરૂપ દેખાઇ સ્વરાજરૂપી જન્મસિદ્ધ હક હસ્તકમળમાં મુકાશેજ હે વિભુ ! "અમોને ફેશન રૂપી પરદેશી મોહજાળ રૂપ કાપડથી છોડાવી અમારા અસલ સાદા, શુદ્ધ અને સરળ સ્વરૂપનું ભાન આપો.

ૐ શાંતિ ! શાંતિ ! ! શાંતિ ! ! !

(ગુજરાત મિત્ર અથવા ગુજરાત દર્પણ તા૦ ૨૩-૧૦-૨૧)

# શ્રી કૃષ્ણાવતાર.

यदायदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।
अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥ ७ ॥
परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ।
धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ॥ ८ ॥
जन्म कर्म च मे दिव्यमेवं यो वेत्ति तत्वतः ।
त्यक्त्वा देहं पुनर्जन्म नैति मामेति सोऽर्जुन ॥ ९ ॥
वीतरागभयक्रोधा मन्मया मामुपाश्रिताः ।

(૭) હે ભારત જ્યારે જ્યારે ધર્મની ગ્લાની થઇ અધર્મનું પ્રાબલ્ય જામે છે ત્યારે ત્યારે હું પોતેજ જન્મ (અવતાર) લઉં છું (૮) સાધુ પુરૂષોનું સંરક્ષણ કરવા અને દુષ્ટોનો નાશ કરવા તથા યુગે યુગે ધર્મનું સંસ્થાપન કરવા માટે હું જન્મ લઉં છું.

(૯) મારા આ પ્રકારના જે દીવ્ય જન્મ અને દીવ્ય કર્મ તેમનું તત્વ જે જાણે છે તે દેહ છોડયા પછી પુનર્જન્મમાં ન આવતાં હે અર્જુન મને આવીને મળે છે.

(શ્લોક ભ. ગી. નો ૪થો ૭-૮-૯)

દુષ્ટ બુદ્ધીધારી દુર્યોધન અને કુટીલ બુદ્ધીધારી શકુનીના જુગટાની મોહજાળમાં પંચ પાંડવ જયેષ્ઠ બંધુ ધર્મરાજ સપડાઇ ભારત મુગટ હારી જઇ આદ્ય શક્તિ દ્રોપદિ સુદ્ધાં હાર્યા ત્યારે પાપીઓ ધર્મ સમક્ષ આદ્યશક્તિ દ્રોપદિના ચીર ખેંચી નગ્નાવસ્થા કરવા માંડયા. બસ પાપીઓનું પાપ પ્રકાશ્યું અને પાપી કૌરવ કુળ પ્રત્યે શ્રીકૃષ્ણાવતારનો કાર્યદક્ષતા કરવાનો સમય આવી રહ્યો. ભર સભામાં સુતરને તાંતણે બાંધેલા શ્રીકૃષ્ણે

મહાસતી દ્રોપદિના નવસેંનવ્વાણું ચીર પુર્યાં. પાપીઓ ઝાંખા થયા. અને સત્યદેવોને સહાય થઇ. તેની લાજ રહી. એટલેથી મદાંધ પાપીઓના ચર્મચક્ષુ ખોલ્યાં નહિ અને ધર્મને મહાન અન્યાય અને અધર્મથી નાસ્તી કરવાના કર્મો આદરવા લાગ્યાં, છતાં ત્રણે યુગે કાયમ રહેલો અને શ્રી પ્રભુરક્ષાધારી ધર્મ, ભીમ, અર્જુન, સહદેવ અને નીકુળ એવા પંચ પાંડવો ઇંદ્રિયનિગ્રધારી ધર્મના મહારથી અર્જુન વિષાદ–મોક્ષની સુધાધારી શ્રીકૃષ્ણ સહાયે ભારતીય યુદ્ધમાં મહાન ભીષ્મ અને કપરા કરણ રાયથી રક્ષાએલા દુષ્ટ દુર્યોધનનો નાશ કરી યુદ્ધમાં વિજય મેળવી ધર્મની સ્થાપના કરી અને સત્યનો દિગ્વીજય કાયમ કર્યો તો આજના અધર્મી કળીયુગમાં પણ શ્રી ઇશ્વરી સંકેત પ્રમાણે શ્રી મહાત્માજી અવતાર ધારણ કરી વીસમી સદીના જુગટાં રૂપ બનેલા વેપારનાં ખોટાં નામરૂપ બનેલી પરદેશી રૂઢીએ આપણે સર્વસ્વ હારી ગયા અને આપણી આદ્ય હિંદ દેવીના ચીર સુદ્ધાં હરાઇ રહ્યાં છે. તેને આજે મહાત્માશ્રી સુદર્શનરૂપ રેંટીઆ વડે ચીર પૂરવા મંડી ગયા છે. તેજ આજે આપણને કહે છે કે તમારી પંચ ઇંદ્રિઓને લોલુપ્તામાંથી મુક્ત કરી આ આત્મસુદ્ધીએ ધર્મિષ્ઠ બની સત્યાગૃહી થાઓ. જગતમાં તમારો જયથઇ, ભારતમાતાનો ઉદ્ધાર થઇ ધર્મનો દિગ્વીજય થશે. શ્રી કર્મવીર કૃષ્ણનો અવતાર પ્રકત અધર્મનો નાશ. ધર્મની સ્થાપના અને ભારતી માતાનો ઉદ્ધાર કરવા પુરતો હતો. તેવીજ અવદશામાં હાલને સમે આવેલી ભારત ભુમિના ઉદ્ધારકારક પવિત્ર આત્મિક ચૈતન્ય પ્રકાશ શ્રી મહાત્માજીમાં પ્રકાશી રહ્યો છે; તેજ પ્રકાશે આજે આખું ભારત સત્યાસત્ય જોઇ રહ્યું છે.

सत्यमेव जयते।

# પરદેશી કાપડ બાળવું શાને ?

જે પવિત્ર ભુમિમા હોમના (ૐના) જયઘોષના જય નાદરૂપ પરમ જ્યોતમય શ્રી શંકરવાસીત હિમાલય બિરાજે છે. જ્યાં સ્વર્ગવાસીત ગંગા પાપ નાશ કરતી વહે છે જ્યાં ઋષિમુની અને દેવના ધામ છે, જ્યાં અઢાર ભાર વનસ્પતિથી ખાદ્ય ખોરાકી તેમજ શરીરના ઢાંકણુ રૂપ તમામં ચીજો પાકે છે. જ્યાં માતા પિતાને તિર્થ રૂપ માની દંપતી પ્રેમના ગૃહ સંસારની દેવ પણ ઇર્ષા કરે છે જ્યાં શ્રી રામ, શ્રી કૃષ્ણ, દત્તાત્રય, ભીષ્મ, દ્રોણાચાર્ય, વેદ વ્યાસ આદિ એવા મહાન મુનિઓના જન્મ થયા છે. જ્યાં શીયળના રક્ષણ માટે અનેક મહિલાઓ ભડભડતી ચીતામાં ભસ્મભુત થઇ છે જ્યાં બ્રાહ્મણ, શત્રિય, વૈશ્ય અને શુદ્ર એકયતાની પ્રેમ ગ્રંથીએ બંધાઇ ચાતુર્વેદી ધર્મ યથાયોગ્ય રીતે પાળી સ્વર્ગસુખ ભોગવતા હતા એવી પવિત્ર આર્ય ભુમિને હાલને સમયે કેવી અવદશા થઇ રહી છે તે વાતો તો આપ દેશબંધુઓથી અજાણી નથી હાલના સમયે પિતા પુત્ર વચ્ચે, માતા પુત્રી વચ્ચે, ભાઇ ભાઇમાં, તેમજ ધણી ધણિઆણીમાં અને સાસુ વહુ વચ્ચે લવાન કલેશ ચાલી રહ્યો છે તો પછી ગામ, શહેર અને રાષ્ટ્રીયમાં તો કલહનું પુછવુંજ શું ? એજ કલહે આપણે લુંટાઇ; હણાઇ ભાન ભુલા થઇ

રહ્યા છે. આપણા સર્વમાં એ નાસ્તીકવાદ સામ્રાજ્ય ચલાવી રહ્યા છે. એ સામ્રાજ્યનું વર્ણન કરીએ તો છેડો આવે એમ નથી તો સ્વભાવિક આપણા હૃદયને પ્રશ્ન થાય છે કે આ પવિત્ર ભુમિમાં નાસ્તિકવાદ આવ્યો કયાંથી? જેમ આપણે ઘરનું સારી રીતે સંભાળથી રક્ષણ કર્યા છતાં તેમાંથી દરરોજનું કાંઇને કાંઇ વસ્તુઓ દરરોજની ઉઠતી જાય છે, ત્યારે આપણા મનને સ્વાભાવિક થાય છે કે એમાં કોઇ આપણા પરિચીત અને વિશ્વાસુ માણસનો હાથ હોય છે.

તેવીજ રીતે આ દોઢસો બસોં વર્ષમાં આપણે છેકજ અધર્મ અને અધોગતીવાળી દશામાં પરીચિત પશ્ચિમની શયતાનીયત જડવાદ સંસ્કૃતિનો હાથ છે એજ પરદેશી મોહ જાળે અને કૌવતહર કેળવણીએ આપણું સર્વસ્વ હરી લઇ આપણા સત્ય જ્ઞાનથી વિમુખ કર્યા આપણા આત્માના સુંદર કૃત્યોની સુંદરતા ભુલી જડ શરીરની સુંદરતામાં મોહી ફેન્સી પરદેશી પોશાકમાં સજ થઇ સ્વચ્છંદે મહાલવામાં લાયકાત માની તેણેજ આપણા પરમ પુજ્યોના હૃદયને મહાન દુઃખ આપ્યાં છે જે જડવાદ અને મોહજાળ રૂપી પરદેશી કાપડે આજે આપણી અધર્મ દશા કરી છે એમ આપણા હૃદયે જાણ્યું છે તો પછી એ પાપ બાળવું કેમ નહિ? જેમ એક શેઠ મહાન દાની ધર્મિષ્ઠ અને ધનાઢય હતા તેના કર્મો ઘણાં સાત્વીક હતાં તે એક દિવસે ફરીને

ઘેર આવતા હતા ત્યારે તેમને રસ્તામાં એક ભિખારી મળ્યો ભિખારીએ યાચના કરી, શેઠને દયા આવી તેથી તેને બે રૂપીઆ આપ્યા, જે લઇ ભિખારી ચાલતો થયો ઘેર જઇ ભિખારીએ વિચાર્યું ઘણી અણિઆણી અને બચ્ચાં વચ્ચે ખાધ ખોરાકીમાં બે દિવસમાંજ બે રૂપીઆ પુરા થશે તો પછી હું શું કરીશ આજે તો મહાન ઇશ્વર કૃપાએ એ શેઠ મળ્યા તો મળ્યા એમ વિચારી એક રૂપીઆનુ અનાજ લાવી અને એક રૂપીઆનું સુતર લાવી જાળ ગુંથી, તે ભિખારી નજીકના દરીઆમાં માછલા પકડવા ગયો સારા ભાગ્યે તે જાળમાં મોટી ચાર પાંચ માછલીઓ પકડાઇ જેથી હરખાતો બજારમાં વેચી દશ રૂપીઆની કીંમત ઉપજાવી તેમાંથી માછીએ પાંચ રૂપીઆનું અનાજ લાવી બાકીનું નવીન સુણુર લાવી નવીન જાળો બગાવી એમ કર્મે કર્મે માછી છ માસમાં મહાન માછીમાર વેપારી બની ગયો તે હવે ત્યાંથી નીકળી કોઇ મુંબઇ જેવા શહેરમાં રહી નાની નાની નાવ બનાવી મોટા પ્રમાણમાં મોટી જાળો ગુંથાવી માછીમાર નોકરો રાખી વરસ બે વરસમાં મહાન ધનાઢય થયો આ બાજુ એ વરસમાં નીતિ અને ધર્મને રસ્તે ચાલ્યાં છતાં અણચીંતી રીતે શેઠજી પાયમાલ દશામાં આવી ગયા જેનો વિચાર શેઠ કરવા લાગ્યા કે કયા ભવનાં પાપ નર્યાં હશે તો આ સ્થિતિમાં લાજ રહેશે નહિ માટે કોઇ રીતે

આ શહેર છોડી અન્ય સ્થળે સાધુ બ્રાહ્મણોથી જાણી મારાં પાંપો નિવારણ કરવાના ઉપાયો યોજું એમ વિચારી પોતાની પાસે રહેલો થોડીઘણી મુડીમાંથી સો-પચાસ લઇ બહાર નીકળી પડયા એક શહેર છોડી બીજા શહેરમાં જોષી વગેરેને પુછે પણ કોણ સત્ય વાત બતાવે, કોઇ ગ્રહ તો કોઇ કર્મના દોષ કાઢે એમ કરતાં શેઠજી માછીમારના શહેરમાં આવી લાગ્યાં ફરતાં શેઠજી ઉદાસી ચહેરે માછી મારના મકાન પાસેથી જતા હતા, તેવાજ પેલા માછીમારની દ્રષ્ટી પડતાં ઓળખ્યા અને માછીએ શેઠજીને કહ્યું પધારો ને મને પાવન કરો, શેઠ પણ દિગ્મુઢ બની માછીમારનાં ભવ્ય મકાનમાં ગયા માછીએ શેઠજીને આદરથી બેસાડી કહેવા લાગ્યો કે આ બધા પ્રતાપ તમારાં છે ત્યારે શેઠજીએ કહ્યું ભાઇ, મારા શાના ? એ તો પરમાત્માનાજ. માછી કહે નહિ, આપે જ્યારે મને ભિખમાં બે રૂપીઆ આપ્યા ત્યારેજ હું સમૃદ્ધિવાન થયો. શેઠજીએ કહ્યું શો રીતે ભાઇ માછીએ તમામ હકીકત કહી કે હું માછીમારના ધંધામાંથી ધનવાન થયો. શેઠજી તરત સમજી ગયા કે મારી અવદશા થવા રૂપ પાપ જડયું. શેઠજીએ કહ્યું ભલા ભાઇ તારા હ્રદયમાં મારા બે રૂપીઆથી આ સમૃધ્ધિવાન થવાનો પુરો ખ્યાલ હોય તો હવે મારા કહ્યાથી આ મહાન પાપના ધંધામાંથી મુક્ત થઇ મારી સમક્ષ પ્રતિજ્ઞા લઇ તમામ જાળો અને નાવને

આરી બાળી નાંખ, અને કમાયેલા પૈસાને સારા માર્ગમાં રોકી તારા જીવનનું સાર્થક કર માછીના આત્મામાં પેલા બે રૂપીઆનો પવિત્ર પ્રતાપ કાયમ હતો તેથી તુરતજ શેઠજીની વાત સમજી પ્રતિજ્ઞા કરી તમામ જાળ અને નાવોનો મહાન ઢગલો કર્યો શેઠજીએ તમામ ઢગલામાં આગ મૂકી ભસ્મભુત કર્યો, શેઠજી ઘેર આવ્યા તો જ્યાં જ્યાં નાણું ખોટાં થઇ રોકાઇ ગએલાં તે ઘેર પૂછતા આવી શેઠજીને આપી ગયાં અને શેઠજી અસલ સ્થિતિમાં આવી આનંદમય થયા તો દેશબંધુઓ માનચેસ્ટરમાં લેંકેશાયરના પરદેશી કારખાનામાં મોહ જાળ ગુંથાઇ છે અને તેમાં હિંદના તેત્રીશ કરોડ પ્રાણીઓ તરફડે છે તે ધર્મ કર્મ અને રસકસથી લુંટાઇ રહ્યાં છે અને તે લોકો કરોડો રૂપીઆ અહીંથી પેદા કરી તમારાં નિર્દોષ ભાઇ ભાંડુ અને વહીલો ઉપર તે પેદાશથી બનેલી તોપ, બંદુક અને હવાઇઓમો ફેંકે છે. કહો હવે તમો તે કારખાનાઓને પોષી પાપ બાંધી રહ્યા છો કે નહિ ? એ તમારા અંતરાત્માને પૂછો ? અને અવાજ આપે તો તમારા ઘરમાંથી શોધી વણી પરદેશી મેલ બાળો. वन्दे मातरम्.

# હિંદનો ઉદય કાળ.

હિંદુસ્તાનના રાજારજવાડાઓ, ધર્મગુરૂઓ, શુદ્રો અને રાજકર્તાઓ થોડાજ વર્ષમાં શું થશે તેનો તમને ખ્યાલ પણ છે? ગમે તો મને વિચીત્ર માણસ ગણીને મારી મશ્કરી કરો. પરંતુ મારી સામે દેખાય છે કે આ જગત સ્વામીઓથી (ખરા સંન્યાસીઓથી) ભરાઇ ગયું છે પૃથ્વીની ઉપર દેવો સંચાર કરતા હોય એમ ભાસે છે. મનુષ્ય દેહ ઉપરથી નક્કી કરેલા જાતી (ભેદ) નષ્ટ થઇ ગયા છે હિંદુસ્તાન ચીન, અમેરિકા, અને ઇંગ્લાંડ વચ્ચેનો ભેદભાવ જતો રહ્યો છે નવો સંઘ તૈયાર થાય છે, અને વળી તે પણ ઓગળી જઇને તેની જગ્યાએ નવો થશે.

હે! સ્વપ્નામાં પડેલા વ્હાલાઓ? તમારા નેત્ર પરનો પરદો દુર કરો. અત્યુચ્ચ સંન્યાસી અત્યંત નીચ શુદ્રની સાથે કામ કરતો નજરે પડશે. જુઓ! જુઓ! પેલાં ભીક્ષાપાત્ર એકદમ પાવડાં અને કોદાળી થઇ ગયા સંન્યાસીનું આળસ જતું રહ્યું છે. શુદ્રના કર્મને સંન્યાસ્ત ની ઉંચ પદવી મળી છે. સૌમાં ત્યાગવૃત્તિ આવી છે ગણીકાની નિર્લજ હીંમત અને "રામની પવિત્રતા એક થઇ ગયાં છે" બકરીની ગરિબાઇ અને સિંહનું અચળ ધૈર્યનું સ્વલગ્ન થયું છે. વિરૂદ્ધ સ્થિતિઓનું ઐક્ય થયું છે આત્યંતિક વિરોધ નષ્ટ થયો છે. વિશ્વ એક

કુટુંબ બન્યું છે જુઓ આ સર્વ-દ્રષ્ટિ કે કો અને જુઓ આપણને અગ્નિ અથવા શાસ્ત્રની જરૂર પડશે કે ? ના. પોલીસની ? ના. આ હવાઇ કિલ્લો-મનોરાજ્યછે ? ના. આ કેવળ વિચારભ્રમ છે ? ના. આ શું સમાજવાદ અને જાતિવાદ છે ? હશે. પરંતુ તે હિંદુસ્તાનમાં મુળથીજ છે નવો નથી વેદાંતનો એ એક સ્વભાવિક ઉપસિદ્ધાંત છે. હિંદ વાસીઓ ? જો તમે પોતાને ઓળખશો અને ત્યાગનો અંગીકાર કરશો તો તમારો રોગ કયાં રહેશે ? આધિ નષ્ઠ થતાંજ વ્યાધી નાશી જશે. લુચ્ચાઇની જરૂર નથી. શંકા અથવા ભિતી રાખવાનું કારણ નથી. બીકણ ઇશ્વરદ્રોહીઓ જોઇએ તો ભલે તે માર્ગ સ્વીકારે.

સ્વામી રામતીર્થ બૃહદારણ્યક. ગ્રંથ પહેલો પાનું૧૩૭-૩૮

દોઢસો વરસથી પરતંત્રતાની બેડીએ સપડાઇ મોહાંધ અવદશામાં મુકાઇ અન્યાયથી હિંદમાં ઘોર અંધકાર છવાઇ રહયો છે, તે ભીષણ અંધકાર ભયંકર છે; ત્યાં તમો-હમો પણું નાશ થઇ હું-તુંના બુદ્ધિવાદથી મહાન જંગ મચી રહયો છે. એ જંગના મહાન અંધકારમાં હું-તું અને અન્ય કોઇ નથી, ત્યાં કોઇ હોઇ હોય છે તેજ પરમ દિવ્ય પ્રકાશ છે. તેજ પ્રકાશે આજે પહો ફાટે છે. અને મહાત્મા જીના શબ્દમાં કહીએ તો ફાટે છે તેજ અર્થસૂચક છે હિંદના તમામ પુત્રોના હૃદયના ઉંડાણ ભાગમાં વૈરાગ્યનું

મહાન માન હોય છે પછી ભલે તે હીંદુ ભાઇ હો, કે મુસલમાન ભાઇ હો. પણ બંને ભાઇના હૃદયમાં ફકીરી હાલ માટેનું મહાન માન હોય છે તેથીજ આજે મહાન વૈરાગ્યધારી મહાત્માજી તેમજ ફકીરી હાલને માન આપી ચાલનારા મુસલમાન મહાન નેતાઓ આત્મશુદ્ધિ અર્થે પવિત્ર વૈરાગ્ય (ત્યાગ) તરફ હીંદની પ્રજાને વાળી રહયા છે હું તું ને ઐકયતાની પ્રેમગ્રંથીએ ગાંઠી હમોમાં આરોપીત કરી રહયા છે. એ જ્ઞાન પુર્ણ રીતે હિંદમાં પસરી મોહાંધ દશાથી મુક્ત થઇ પોતાના પવિત્ર વૈરાગી-ફકીરી હાલને ઓળખશે તો સ્વામીજીની ભવિષ્ય વાણી મુજબ આધી નષ્ટ થતાંજ વ્યાધી નાશી જશે. હિંદના મહાન વૈરાગ્ય કદેય આગળ પશ્ચિમનો જડવાદ પહોંચી શકનાર નથીજ. જે વાતો નો આપણાં કરતાં ઇંગ્લાંડના બુદ્ધિ વાદોએ મહાત્માશ્રીના ચારીત્રનો ઓગણીસેંવીસના રીપોર્ટમાં બહાર પાડી દીધો છે કે પુર્વના વૈરાગ્યને આપણે કદી પણ પહોંચી શક્તા નથી. આપણા પવિત્ર વઇરાગ્યનું સામર્થ્ય અભેદ છે તે સર્વને ભેદી પોતામાં સર્વને સમાવી દેવાનું સામર્થ્ય રાખે છે. આપણી મોહાંધ દશાને દુર કરી પદડો ખોલો પડો ફાટતાં સૂર્યના દર્શન કરવા શુદ્ધ સુર્ય જેવા સ્વચ્છ હૃદયવાન બની શુધ્ધ ખાદીએ સજ થાઓ. આપણા પવીત્ર વઇરાગ્યને પવિત્ર ધર્મનો ઉદયકાળ થઇ રહયો છે સ્વામીજીના વાકય પ્રમાણે બીકણ અને ઇશ્વરદ્રોહીને ભલે

તે માર્ગે જવા દો. પણ આપણને તો આપણા શુદ્ધ આત્માની પીછાન થઈ ત્યારથી આપણી ઈદ આવી આપણો ચાંદ આપણને દેખાયો હિંદના પવિત્ર વઈરાગ્યના મહાન સામર્થ્યે ઉદયકાળ થાય છે તો હિંદના પવિત્ર વઈરાગ્યની દીક્ષાને અંગીકાર કરેલા પવિત્ર અસહકારીઓ કમર કસીને આગળ આવો હવે પશ્ચિમમાં અસ્તાચળ પામતો પુર્વમાં ઉદયકાળ કરતો સુર્યનારાયણ આવે છે આવે છે વન્દેમાતરમ્

---

# અસહકારની ચળવળનું કયાં થંભવું અને આપણું શું કર્તવ્ય.

આ પવિત્ર અહિંસાત્મક નિર્દોષ ચળવળમાં પણ આપણને આપણી ના....મ....લૉ...ન્યાયી રીડીંગ સાહેબની નોકરશાહીએ ઘોંચપરાણા કરી દમવાને અને ચીડવવાને ક્યાસ રાખી નથી આજે આપણા સેંકડો નિર્દોષ દેશબંધુઓ જેલખાનામાં છે. તેમજ મહાન નેતા અલિભાઈઓ અને રાજ રાજેશ્રી શંકરાચાર્ય મહારાજ આજે એના જેલખાનામાં બિરાજે છે. તેમાંના શ. શ. શંકરાચાર્ય મહારાજને ફારસ ભજવી છુટા કર્યા છે. બાકીના સર્વને આપણે સ્વરાજ લઈ છોડવવા રહ્યા. મહાસભાના ચાર હથિઆરોમાંના શાળાઓ પોતાના ભણતાં બચ્ચાંઓના વહીલ સામર્થ્ય

પર છોડી વકીલ બેરીસ્ટરોને વધુ પ્રેકટીસો કરી વધુ જગતમાં કાવાદાવા ચલાવવા અને વધુ પૈસા કમાવા સોંપી નોકરીયાતોને પોતાના હૃદય સામર્થ્યપર છોડી હાલ ફક્ત સ્વદેશી સંપૂર્ણવૃત ધારણ કરી પુરો પરદેશી કાપડનો ત્યાગ કરાવવા અને ઘેર ઘેર રેંટીઆઓ ગુંજતા કરી ગામે ગામ ખાદીઓ પેદા કરાવવા એ ચંભી છે.

ભાઇઓ, હવે સ્વરાજ લેવાની મુદત મહાસભાને આધારે બે માસ રહ્યા છે. અને મહાત્માજી શું કહે છે? હિંદુસ્તાનને ગરજ હોય તો તે સ્વરાજ લે. સ્વરાજની કીંમત હિંદુસ્તાને જાણી છે. સ્વરાજનો સ્વાદ પણ ચાખ્યો છે, હવે તેને ગરજ હોય તો દામ દે ને સ્વરાજ લે દે કે ન દે, લે કે ન લે, તેમાં મને આપઘાત કરવાપણું શું હોય? પણ સ્વરાજ આજ વર્ષમાં નજ મેળવી લઇએ તો મને આવતાં વર્ષમાં જીવવું ન ગમે મારા આત્માને એટલો તો કલેશ થવાનો સંભવ છે કે મારો દેહજ પડી જાય પડે એમ હું ઇચ્છું. મે હિંદુસ્તાનનું દુઃખ આર્થિક તેમજ નૈતિક એટલું બધું જોયું છે કે તેની જવાળાઓથી હું જો ભસ્મ નથી થયો તો તેનું કારણ એજ છે કે હું પ્રજાએ આપેલી આશાએ જીવ્યા કરૂં છું.

મહાસભા પોતાની પ્રતિજ્ઞા ન પાળે તો મારા જેવાના શા હાલ! જેમ મહાસભા દેવાળું કાઢે તેમ મારૂં પણ દેવાળુંજ નીકળ્યું કહેવાય. મહાસભાની આશાએ મેં હુંડીઓ

કાઢીને તે હુંડી ન સ્વીકારાય પછી ? સ્વરાજ ન મળતાં મને જે દુઃખ જાનેવારીની પહેલી તારીખે થાય તે દુઃખ બધાઓને થાય. જ્યાં સેવાની કદર નહિ ત્યાં સેવા શી ? જે જીવવામાં લાભ નથી ત્યાં જીવવું શું ? અત્યારે જ્યાં સુધી હું જોયા કરૂં છું ત્યાં સુધી મારા મુખમાંથી બીજી વાતોજ નથી નીકળવાની. સ્વદેશી કરો અને સ્વરાજ્ય લો તેથી મારૂં જીવવું, મારૂં સમાજમાં રહેવુ સ્વદેશી ઉપરજ નિર્ભય છે. મારા વ્હાલા દેશબંધુઓ જરા વિચારી સમજો જેને આપણા પરમ પુજ્ય મહાત્મા ગણી દેશના મહાન નેતા માન્યા છે જે આપણા દુઃખો માટે મહાન દુઃખ વેઠી રહ્યો છે શિઆળાની કડકડતી ટાઢ માથે આવ્યા છતાં શરીર પર વસ્ત્ર રહીત થઇ લંગોટ ભેર આપણા ટાઢ અને તાપથી ભરેલાં હિંદમાં ઘુમી રહ્યા છે તે પરમ પુજ્ય મહાત્માજીની અને મહાસભાની આબરૂ જવાનો સમય આવી રહ્યો છે. તો આપણા આત્મામાં હૃદય હોય અને તેમાં કિંચિત્ માત્ર પ્રેમ હોય, સે હિંદની માટીથી બનેલાં હોય હિંદના અન્નથી પોષાઇ રહ્યાં હોય તો બે માસમાં સંપૂર્ણ. આપણે પરદેશી કાંપડ પરનો મોહ તજી આપણા હાથમાં રેંટીઓ ગુંજાવી સાળો ચલાવી, વણી, કાંતી આપણા શરીર અને દેશબંધુઓના શરીર શુધ્ધ ખાદીએ ઢાંકી સ્વરાજ માટે લાયક થઈએ.

પરમ પૂર્વજોના પુન્યે આવેલો આ મહાન પવિત્ર મંગળ સમય ચાલી જઇ આપણો પવિત્ર પ્રકાશીત દીવો

મહાત્માજી ગુમ થયા તો આપણે સેંકડો વર્ષ સુધી અંધારાંમાં, અધર્મમાં અને ગુલામીમાં ગોથાં ખાયાજ કરવાના આપણને ગુલામી સ્થિતિમાં સાહ્યબી શી? આપણને તો શુદ્ધ ખાદીજ શોભે માટે જે બંધુ કે ભગિનીના હૃદયમાં ધર્મ, દેશ પ્રેમ અને ફરજની સમજ હોય; મહાત્માજી તરફ પુજય ભાવ હોય, તો તેના પુરાવા તરીકે તો મહાત્માજીના ફરમાન મુજબ સુદર્શન ચક્રરૂપી રેંટીઓ ગુંજાવી શોભી રહે હિંદની લાજ જાય છે અને રાખવી તે આપણા બધાના હાથમાં છે. હવે દરેકનો અંતરાત્મા કહે તેમ કરો. કારણ કે, હથિયાર અને વખત છેલ્લાં છે છેલ્લામાં છેલ્લી ઘડીએ જો લાલચ અને આળસથી બચી પસાર થઇ જઇએ તો આપણી સાધારણ કહેવત મુજબ "અણી ચુકયો સો વરસ જીવે"

ભાઇઓ, ઘેર ઘેર પવિત્ર કર્તવ્ય અને દેશની ફરજ તેમજ મહાત્માજીની આજ્ઞાનું પાલન કરવુંજ રહ્યું છે, માટે પરદેશી-કાપડ રૂપી મેલ બાળી શુધ્ધ ખાદી ધારણ કરી કાંતી, વળી નવીન ખાદીઓ પેદા કરી સ્વરાજ અર્થે જરૂર જરૂર સ્વદેશી થએજ છુટકો.આ છેલ્લી કહેણ મહાત્માજીની કહેવાય છે અને તે હિંદના તમામ પુત્રો પુત્રિના હૃદયમાં ઉતરી કર્તવ્યવાન બને તો લાજ રહે

**રેંટીઆ દેવકી જય.**

# મારા આંતરિક ઉદ્ગારો.

તારાં પવિત્ર સૌંદર્યનો નાશ થઈ મલીન કાં બની ? તારાં સામર્થ્ય, સૌર્ય, ગૌરવ અને અભિમાન નષ્ટ કાં થયાં ? તારી આબરૂ, સંપતિ અને લાજ આજે કેમ હણાઇ રહી છે ? તારા પુત્રોમાં ભીરૂતા, સ્વાર્થ, આળસ, પ્રમાદ, દાંભિકતા, શઠતા અને ગુલામીની ખાસિયતનો વાસ ક્યાંથી થયો ? તારા પુત્રો મોહાંધ થઇ નાટક, ચેટક અને મીજલસના લાલચુ બની દારૂડીઆ કેમ બન્યા ? મા ! ! ઓ મારી પવિત્ર મા! તારી છતી સંપત્તિએ તારાં લાખો બાળક આજે અન્નવિના કેમ ટળવળે છે ? તારા પુત્રો ઉદર પોષણ અર્થે પરદેશમાં કુલી અને સાંમીના નામે કેમ હડે હડે થાય છે ? ઓ મા ! ! ! મા ! ! તારી એબ ઢાંકવાને પુરૂં કાપડ પણ નથી. તારાં ઉદરે પાકતો કપાસ છતાં તારા બાલુડાંઓ પરદેશપર અવલંબી રહી તારી સંપત્તિનો યાહોમ વ્યય કરી તારી લાજ પરદેશી કપડાંથી ઢાંકવાં મથે છે, તેથી તને શું રડવું નથી આવતું ? તારી નિર્દોષ બાળાઓ આજે ઘેર ઘેર કેમ વીખરી થાય છે ? મા, તારા પવિત્ર સ્થાનો મોહાંધ બાળકોથી અપવિત્ર બની તારાં કોમળ હૃદયને આઘાત નથી કરી રહ્યાં શું ? તારા પુત્રો જડવાદ સંસ્કૃતિમાં ફસાઇ તારાં પવિત્ર શાસ્ત્રોની અવગણના નથી કરી રહ્યા! શું ? માડી, મારા તેત્રીસ ક્રોડ બંધુની માતા તારાં એકાકી જીવનનાં આઘાતી આંસુડાંપર તારા પુત્રોના હૃદય નથી ખેંચાઇ રહ્યા ? શું તારા પુત્રો કઠોર, નિષ્ઠુર હૃદયના બન્યા છે ? ના, ના, મા હજુ તારા પુત્રોના હૃદયમાં વાત્સલ્ય પ્રેમ કાયમ રહી

તારાં આંસુડાંપર આંસુડાં સારે છે, પણ અફસોસ! મા તું પરતંત્રતાની બેડીએ સપડાઇ તારા પુત્રો જડવાદ સંસ્કૃતિમાં લોભાઇ આજે તારી અને તારાં સંતાનોની અવદશા થઇ રહી છે; પણ મા તારા આત્માના પવિત્ર પ્રભાવે અને તારી ઉદર કુખ દીપાવતા મહાન પવિત્ર પ્રકાશી મહાત્માજી તારા પવીત્ર સત્ય સ્વરૂપનું તારા પુત્રોને ભાન કરાવી રહ્યા છે, તેથીજ આજે તારા પુત્રોમાં આત્મશુદ્ધિ આવી વૈરાગ્યવાન બની અહિંસાત્મક પવિત્ર રાષ્ટ્રીય યજ્ઞમાં સંર્વસ્વ હોમી દઇ પવિત્ર થઇ તારા ઉગતા પ્રભાતને વધાવવા અને તારા તેજોમય પ્રકાસને જગતમાં પ્રકાશીત કરવા આત્મશુદ્ધિએ પુરૂષાર્થ કરી રહ્યાછે, ઓ મા! મારી વહાલી મા હવે શોકાગ્નિમાં ન રહે, તારો જીર્ણોદ્ધાર થઇ રહ્યો છે.

વંદેમાતરમ્.

---

## હિંદુ મુસલમાનની અભેદ ઐકયતા અને સ્વતંત્રતા દેવીની સ્થાપના અર્થે કુરબાની.

હિંદમાં સ્વતંત્રતા દેવીની સ્થાપના અર્થે હિંદુ મુસલમાનની ઐકયતા દુઃધપાણી જેવી અભેદ હોવી જોઇએ, દૂધમાં પાણી કુદરતી રીતેજ હોય છે. ( દૂધ અને પાણી બેનું મીલન થતાં અભેદ બની સ્વરૂપી-બને છે ) અને તે જગતના તમામ જીવાત્માઓને પોષણ અર્થે કામ આવે છે; તેવીજ રીતે હિંદમાં સ્વતંત્રતા દેવીની સ્થાપના અર્થે હિંદુ મુસલમાનની અભેદ ઐકયતા હોવી જોઇએજ.

દૂધ પાણી એક પાત્રમાં એકત્ર કરીને ચુલે ચઢાવી નીચે ભારે અગ્નિ આપીએ છીએ તો પાણીનું બાષ્પ ભવન થતાંજ–પોતાના

અભેદ મિત્રના વિયોગનું અસહ્ય દુઃખ થતાંજ—દૂધ પણ ઉભરાઇ અગ્નિમાં ઝંપલાવી મૂકે છેઃ પણ એ તેના અભેદ મિત્ર પાણીને ઉમેરતાં ઉભરો સમાઇ જઇ શાંતી પકડે છે તેવીજ રીતે હાલ આપણી અભેદ મૈત્રીને હાલની સરકાર તેમાં ભેદ પાડવા મથી રહી છે; પણ આપણી મૈત્રીમાં અભેદ હોઇ, એકને દુઃખ થતાં બીજાઓ ઝંપલાવી મૂકવાનું સ્વાર્થ રહીત અંતઃકરણ હોઇ આપણી પવિત્ર અભેદ મૈત્રીમાં ઉણપ ન આવવી જોઇએ.

દિવ્ય અભેદ પ્રેમમય બની સ્વતંત્રતા દેવીને ઉપાસી તેને માટે ખરા મજનુન બનવું જોઇએ. મહાત્માજી અને અભેદ પ્રેમ પોકારી પોકારી કહે છે કે સત્ય અહિંસાત્મક બની દિવ્ય પ્રેમ-ધારી થઇ સ્વતંત્રતા દેવીને માટે તમારી કુરબાની (આત્મા ભોગ) આપો, અને ક્ષુદ્ર અહંભાવ એટલે સુધી નષ્ટ થવો જોઇએ કે તેનું નામ નીશાન પણ રહે નહિ તું પણું ન રહે એજ પુર્ણત્વ છે. હવે કુરબાની માટે એક ફારસી કવિના કેવાં ખ્યાન છે તે વાંચો.

તા શાનાં સિપ્રતસર ન નિહી દર તહે અર્રા.
હર્ગિજ બ સરે જુલ્ફ નિગારે ન રસી.

(જયાં સુધી માંથુ કાંસકીની પેઠે કરવત નીચે મૂકાવ્યું નથી ત્યાં સુધી પ્રિયાના ( સ્વતંત્રતા દેવીના ) કેશ કલાપ આગળ પહોંચી શકાતું નથી)

તા સુર્મા સિફત સૂદહ ન ગર્દી તહે સંગ,
હર્ગિજ બ સપ્રા ચશ્મ નિગારે ન રસી.

(જયાં સુધી સુરમાની પેઠે પત્થરની નીચે આપણા અહં-ભાવનું ચૂર્ણ થયું નથી ત્યાં સુધી પ્રિયાના નેત્ર સુધી પહોંચી શકાતું નથી.)

તાખાકે તુગ કુજઃ ન સાજન્ડ ફલાલ;
હરગીઝ બલબે લબિ નિગારે ન રસી.

(જયાં સુધી તારી માટીનું કુંભાર પ્યાલુ બનાવશે નહિ ત્યાં સુધી પ્રિયાના લાલ હોઠ સુધી તે જઇ શકાશે નહિ.) ઉપરના દિવ્ય પ્રેમમય કવિના બ્યાનનો ખ્યાલ કંઇ પ્રિયાના માથાના બાલ, નેત્ર ને હોઠ સમજવાના નથી. પણ દિવ્ય સ્વતંત્રતા દેવી પ્રત્યેના અભેદ પ્રેમને લઇ જયારે હિંદના રાષ્ટ્રીય વીરો પોતાની કુરબાની આપશે ત્યારેજ હિંદ દેવીના વીરોને સ્વતંત્રતા દેવી પ્રસન્ન થઇ વિજય વરમાળ આરોપશે.

જો તમે કહેશો કે આ માથું, નેત્ર ને હોઠ વગેરે સુધી નહિ પણ સ્વતંત્ર દેવીના હાથોહાથ સુધી અમે પહોંચીશું ? પરંતુઃ—

તા હમચો કલમ સર ન નિહી દરતહે કારદ;
હરગીઝ બ સર અંગુશી નિગારે ન રસી.

(જયાં સુધી કલમની પેઠે છરી નીચે પોતાનું માથું કલમ કરાવી નાખ્યું નથી ત્યાં સુધી પ્રિયાની આંગળીના અગ્ર સુધી પણ પહોંચી શકાતું નથી.)

કોઈ પ્રેમીઓ એમજ કહે કે એના ( સ્વતંત્રતાના ) પગ આગળ પહોંચી ત્યાં રહી શકીશું ને ? પણ ત્યાં સુધી શી રીતે પહોંચાશે ?

તા હમ ચોહિના સદહ નગરદી તહે સંગ,
હરગીઝ બકફે પાયે નિગારે ન રસી;

( જયાં સુધી મેંદીની પેઠે પત્થર નીચે વટાશો નહિ ત્યાં સુધી પ્રિયાના પગ સુધી પણ પહોંચી શકાશે નહિ.) તે આધારેજ આજે મહાત્મા શ્રી મોહ, અને અહંભાવ તજી અહિંસાત્મક

અભેદ દિવ્ય પ્રેમનું પાન કરી અમરત્વ મેળવી આજે દિવ્ય પ્રેમના પુજારી ભારતી સંતાનોને બનાવી રહ્યા છે. તેજ દિવ્ય પ્રેમે, અહિંસાત્મક વર્તણુકે અને આપભોગ આપી સ્વતંત્રતા દેવીને ઉપાસી ભારત ભુવનમાં સ્થાપના કરવાની છે. જે દિવ્ય પ્રેમથી સ્થપાયેલી સ્વતંત્રતા દેવીને કદી પણ કોઇ વિમુખ કે ભેદ પાડી શકવાના નથી. કારણ એક ફારસી કવિ બીયાન કરે છે કે જયારે મૃત્યુ પછી મજનુને ખુદાની પાસે લઇ જવામાં આવ્યો હતો ત્યાં ખુદાએ એને ઠપકો આપ્યો ને કહેવા માંડયું કે "અરે, મૂર્ખા, તું દુનિઆના ચિત્ર પર શા માટે આટલો બધો ઇશક રાખતો હતો. તારી માશુકના પરના હજારમા ભાગ જેટલો ઇજક જો તેં મારા પર રાખ્યો હોત તો હું તેને બેહિસ્તનો ફિરિસ્તો બનાવત" મજનુએ જવાબ વાળ્યો કે, "અહા ! ખુદા ! મને માફ કરજો, જો તમને મારા ઇશ્કનો ચાહ હતો, તો તમેજ મારી માસુક કાં ન બન્યા ? જો તમે એ મહબ્બતના ભૂખ્યા હતા, તો તમારે મારી લયલીજ બનવું હતું." ખરેખર, પ્રેમની આ અવધિ છે, મહાત્માજી કહે છે કે આપણે પ્રેમની એટલીજ તિવ્રતા રાખવી જોઇએ. આત્માને સ્વતંત્રતા દેવીને તમારી મામુક બનાવી તેના પ્રત્યે એવોજ અત્યુત્કટ પ્રેમ કરવો જોઇએ. મજનુની જેટલાજ પ્રેમી બની સ્વતંત્ર આત્માના સિવાય બીજી બધી ચીજોને ભુલી જવી જોઇએજ.

**હિંદુ મુસલમાનકી જય.**

**वंदेमातरम्.**

---

વિરાઓ હિંદના જાગો.

બુરી આલસ્યને ત્યાગો.

વિદેશી મેલને બાળી, કરી અંતરની શુદ્ધિ

ગુંજાવી રેંટીઆ ચક્ર કરો તૈયાર રે! ખાદી